॥ ॐ ॥

श्री बाबुलनाथो विजयतेतराम्

( શ્રી હરિહર નાટક સમાજ. )

# સ્નેહમાં શુળ

યાને

# નેક નાયકા

## નાટકનાં ગાયનો.

---

રચનાર:—

મરહુમ સાક્ષર કવી વિજયશંકર કાળીદાસ વૈદ્ય.

( કાઠીયાવાડ. )

—(૦)—

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બ્રહ્મક્ષત્રીય કલ્યાણજી કાળીદાસ.

વસેરા—જામનગર.

---

અમદાવાદ.

ખેમાસાને ચકલે, ધી 'નટવર' પ્રિન્ટિંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ ખોડીવાળાએ છાપ્યું.

સંવત ૧૯૭૦. આવૃતી ૫ મી. સને ૧૯૧૪.

---

કીંમત ૨ આના.

# સ્નેહમાં શુળ

યાને

# નેક નાયકા.

---

## ગાયન.

૧.

શ્રી દેવી શારદે.
ભીડ ભંજની ભક્તાની ભારતી મા,
ચરણ શરણમાં લે, લે, લે. શ્રી દેવી૦
શ્વેત વસ્ત્ર વપુશ્વેત ધારિણી,
હંસ વાહિની બ્રહ્મચારિણી;
માત વિજય વર દે, દે, દે. શ્રી દેવી૦

૨

આજ કોણ વિશ્વે વિજય વરનાર છે?
જે છે લક્ષ્મીના યાર કે છે વિદ્યા વરનાર-કોણ૦
વરે વિદ્યા વિજય લક્ષ્મી હાર છે,
તો છે આપો સાબીતી આધાર—
ચોરે ચોરને લુંટારૂ લુંટનાર છે,
ખાતાં ખરચે છે લક્ષ્મી જનાર—
ચોરો ચોરાય જેમ લુંટો લુંટાય જેમ,
ખરચો ખરચાય તેમ વિદ્યા વધનાર-કોણ૦

૩

સુમન સુગંધિત સુરસ સુરંગિત, રહ્યાં વિકસિત શા બાગ જો
ફરી ફરી અલી અલી રમતાં ભમતાં ચુમતાં રસ શા લાગે જો
સુખી ઓઢણું પંખી ગીતડાં, હરખ ચિત્ત શાં ભાગે જો

મંદ લ્હેરખી પવનની સખી શાન્તિ ઝરણુ શીત શાં વાગે જો
અતી અદભુત કુદરત કૃતિ ગતિકો આહા મતિ તેને તાગે જો
સુમન

૪

જોની કેવો ખીલ્યો જોબનીયાનો બાગ છે
ખીલ્યા છે ગાલ કે ખીલ્યાં છે ગુલાબ એ
છુટી જો પરાગ લે, છુટી કેશ નાગ છે-ખીલ્યા.
હેમ સુધારસ ભર નેણુ સ્નેહ સરવર
કીકી જો સ્વચ્છ છે મચ્છ બરાબર
અખંડ અમૃત જેને ભાગ છે
નીશંક તે મીન મહા ભાગ્ય છે- ખીલ્યા.

૫

ગરબો.

સેવો સતી બ્હેન શાણી, પ્રેમ આણી,
જાણી પતિ ભગવાન- સેવો૦

જાણી જીવ પ્રાણ, જાણી સુખ ભાણ,
જાણી ગુણ ખાણ, રૂપના નિધાન- સેવો.
વેદની છે વાણુ, તિર્થ ધામ છે તમામ-સ્ત્રીઓને સ્વામ.
ગતિ પતિથી યુવતિની,
પતિ વિના કોઈ ના કોઇ ના કોઇ ના,
છે ત્રિભુવને ભામા ભગવાન—વેદની છે.

સાખી.

તરવા ભવ સાગર મળ્યું, જે માનવ તન નાવ,
તેનું શ્યામ સુકાન છે, રાખી ધ્યાન ચલાવ,
ધરી સુકાન કંથ, ધર્મ પંથ વીચરી,
પતિ પરાયણા, મહા સતી તણા.
વર્ગે વિરાજીરે, સ્વર્ગે ઠરી-સતી તણારે
અર્ધ તણી દેવ મુની પણ કરે છે સદા સેવના-સતી

## સાખી.

સતી અનસુયાનું ગયા સત જોવા જે કાળ;
હરિહર ને બ્રહ્મા બન્યા, સતી માતાના બાળ.
એવો સતીતણો મહિમા છે ઘણો,
રાખી એ જ્ઞાન, સેવો એક તાન—બ્હેન શાણી.

૬

જા જા ગોલા બહુ બોલા શું ડોળા બતાવે.
ભાળી ભોળી તેં ભાળી તે નારી બીચારી,
તું શું દમ મારીને દબાવે—જા જા.
સારૂં કુમારી નહીં થાવું છે,
તુંથી ભાવી નહી ભુસાવું છે,
જો તું માન,
જા નાદાન,
(પ્રભુ) બેલી શ્રી સત્યનો બચાવે જ્યાં,
તું શું ફાવે ત્યાં—જા જા.

૭

રમો કુદો આવો ચેડી દડા લાવો,
જોડી જોડી જાઓ સેરૂઓ થાઓ.
ગેડી ને દડે ન રમ્મત ચડે ન
ગમ્મત પડે લગાર,
આંખ મીચામણી છુપ છુપામણી,
ઘોડા દોડામણી એજ ચલાવ. (૨)
કોણ કહો ઘોડા થાઓ,
કહો કોણ થાઓ છો સ્વાર બતાવો—રમો.

૮

વાહ ન્યારી શી ખુબી છે ભાગ્ય તારી,
[illegible] પડે,
[illegible] ન્યારી—ન્યારી.

મ્હોત મળે ચકી સ્હાઓ મણીધર જ્યાં
જો તું ફૂળે તો મળે મણીકર ત્યાં
ભાળી કૃતિ તારી મતિ ભારી ગઇ હારી—ન્યારી૦

૯

જાઓ જાઓ છાંડો છેડો
ન છેડો ન કેડો હ્યો નાહીં સતાવો—
રસ પ્યાલા પીઓ પાવો—
સંગે પિયુની, રંગે જોબનીયું
માણી હૈયાને હ્લાવો રે—જાઓ.

૧૦

હું તો પ્રેમની જોગણ પિયુને શોધવા ચાલી
શોધવા ચાલી પિયુને શોધવા ચાલી—હું તો૦
રાજની ભોગણ બની શીરતાજની જોગણ પિયુને શોધવા ચાલી.
પ્રેમની કફની ધરીને પ્રેમની ઝોળી
અંગે ભભુતી પ્રેમની બસ પ્રેમથી ચોળી—પિયુ૦
કરૂં સાધના શૃંગારની, કરૂં શ્યામનું દરશન,
રટું મંત્ર કર માળા લઇ, બસ પ્રિયતમ પ્રિયતમ—પિયુ૦

૧૧

કાગ વીરા વેગે વાલમને દે જા દુખીનો સંદેશ,
જોગણને વેષે વીજોગણી કે જા ભમે દેશોદેશ.
જામે જીતની બુધ હુએ
ઇતનો કહે બતાય
વાકો બુરો ન માનીયે
ઔર કહાંસે લાય
ગાગરના પાણી છુકી છળે
સાગર ન માઝા મુકી છળે
નીતિનો ધારો એ ધારો પ્રાણેશ
હોષો ન ધારો પધારો પ્રાણેશ—કાગ.

૧૨

લેશ ન લ્હેર પવનની વાયે, તેમ ન પાંખી જણાયે
તોયે સ્થીર ગંભીર જલ માંહે કાં તું ડોલાં ખાયે
કાળી મુજ દુઃખ શીર ધ્યાવે, કે મળી ખુબ્ધ ભટકાવે.

૧૩

પ્રથમ કમળ ડોલી કહે તુજને
નથી પતિ તુજ આ ઠામે
પછી ડોલી સમજાવે સાને
જીવતો ભદ્રા પામે
પ્રાણ તું ના પરહર પ્યારી—નજર કર આમ મનોહારી

૧૪

જાઓ કંથ કુડા આળ શું ચડાવો છો.
ભુલ્યો ભુલ્યો રસીલી વ્હાલી,
ભુલ્યો રંગીલી વ્હાલી,
ભૂલ્યો છબીલી વ્હાલી,
આવો શું રીસાઓ છો—જાઓ૦
આવો આવો જોબન જંગ ખેલીએ,
આવો આવો મદન રંગ રેલીયે,
આવો મધુર બાળા,
આવો ચતુર વ્હાલા,
પાઓ મધુ રસાળા,
પ્રિતીના પૂર પ્યાલા,
જાઓજી જાઓજી જાઓ શું સતાવો છો...જાઓ૦

૧૫

જાન જાય તોયે ના ના છોડું
જાન જાન લઉં બસ જાન—જાન૦

ફરી ફરી ફરી, સ્થળ સ્થળ સ્થળ
કરી કરી કરી, કલ બલ છલ—જાન૦

૧૬

શી ખીલી જુવાની જાદુગારી ભારી ભારી
ગુલાબી રંગે છે રંગી અંગને, એ જંગી મને છળનારી
[illegible] શી૦

ગોરાશા ગાલોને નાગણશા વાળોને
કામણની જાળો પસારી,
લીધા ફસાવી લાખો નરને દીધાં મેં જરજર બનાવી ભીખારી-શી.
વિલાસી નામે ને ગુણીકાને કામે, હું ગામે જાણીતી હું નારી
પંખી મન ધારૂં તો ગગને પણ મારૂં હું એવું પણ ધારી-
શીકારી—શી ખીલી.

૧૭

રાજપુરનો રહેનારો આ થયો મુજ ઘેર મહેમાન,
મેં પણ રાખ્યો ખુશી થકી ધારી છે ધાર થકી અંજાણ.
વાત ચીતમાં બેઠાંતાં બન્ને ત્યાં બારી પર જઇ કહ્યું,
ચજ ગજ મોટાં પાન ભરી જો પેલી ગલીમાં ગાડું ગયું.
હું પણ થઇ નાદાન ખરી કે જાણી ખરૂં એ જોવા ગઇ,
પુછો તે પાછળ આ મારા શેઠ તણી કેવી ગત થઇ.
મેં આવીને પુછ કરી કે ભાઇ વિલાસી ક્યાં ગઇ છે.
કહે મને કે ગઇ વિલાસી કોઇ પુરૂષ સંગે લઇને.
ચડયો ક્રોધ ને પડયો પાછળે પાછળ આવી વિલાસી.
કહે મુજને કે ગયા શેઠ તો કોઈ નારી સંગે નાસી.
હું પણ ક્રોધે થઇને રાતી માતી તેની પુઠે વળી,
પાછળથી આ માડી મારી મંદીરથી ઘર પાછી વળી.
મને કહે કે રાજપુરેથી અશુભ વાત એક આવી છે,
તેથી કરવા સ્નાન વિલાસી નદી પરે સીધાવી છે.
રાજપુરે મુજ પતિ રહે છે મેં જાણ્યું કે એજ મુવા,
છતે ધણી કુટયાં પીટયાંને ફોગટ હાય ફૂજેત મુવા.

---

૧૮

ગાયન.

થાશું થાશું અમે મોટા શેઠીયા
ખાશું ખાશું બની ઠની શેઠીયા

રંગીલા શેઠીયા, રસીલા શેઠીયા, છબીલા શેઠીયા,
ઓહો ! થાશું૦
શેઠાણી જોઈ શેઠ આનંદમાં ભેટીયા
શેઠાણી શેઠીયા ગાડીમાં લેટીયા—
ચાર ઘોડાની ગાડી ચલાવ ચોપાટી—થાશું૦

૧૯

ફરકો ધ્વજ ધર્મ કેરો, ધારાધિપતી તણો ત્રણ ભુવને-ફ.
નામો આરિ નરવર તણું ચરણું મુખ તરણે-ફરકો૦
દુરજનને પરહરતાં સજ્જનને સંઘરતાં
ગુણી જનનાં ઘર ભરતાં ભોજ ભુપાળ
જય વામો વિજય પામો અક્ષય જામો રાજ્યાસને-ફરકો૦

૨૦

દીવાનાં દીલડાં, કાંઈ જરી તું થારે,
મસ્તાનાં મનડાં માની જરી સ્થિર થારે,
કાં નાહક મરવા બની પતંગ દીવે ધારે-દીવાનાં૦
દીવાને દરકાર નહીં બળી બળી મરે પતંગ,
એવો જીવડા જાણ તું જુઠો પ્રિતનો રંગ,
એવા જુઠા રંગે ન રંગારે-દીવાનાં
જે મુરત પર મોહીને તું તરફડી મરે અહીં,
તેને તારૂં સ્વપ્ન નહીં મીઠી નીંદર મહીં,
મિથ્યા આશા તાણે ન તણારે-દીવાનાં૦

૨૧

સખી જેણે મોહ મદીરા પીધો
જાણો છતી આંખે અંધાપો લીધો-સખી૦
કર્મ આચાર ત્યાગી શર્મ વિચાર ત્યાગી
ધર્મ આધાર ત્યાગી દીધો
ત્યાગી તેણે શાન્તિ સંતાપ માગી લીધો-સખી૦
વિદ્યા વિવેક ત્યાગી કુળની ટેક ત્યાગી
છક આહાર ત્યાગી દીધો
ત્યાગી તેણે [illegible] ઉજાગરો લીધો-સખી૦

૨૨

કેને બ્હેની શું જોઇ મોહી બેઠી ખોઈ શુદ્ધ સાન તું-કેને૦
બેઠી મેલી ઘેલી ખાન પાન તું—
મોહી કાયાને જોઇ-માયાને જોઈ
અમારી વાતની તારે પંચાત શી જા જીવ ખા ન તું-કેને૦
ચાલ ચટકે મોહ્યો છે શું કેની
મુખ મટકે મોહી છે શું બેન
કેના એવા શાં કામણે બની બેભાન તું-કેને૦

૨૩

મારી કરીને મોહ બાણ કવી કુડા,
કાતીલ થઇ આમ ન સતાવ
ચોરી કરીને ચીત પ્રાણ કવી કુડા-કાતીલ૦
તારા પ્રેમની લગની લાગી મુને
કુડા કામની જવાળા જાગી મને
જાય જાગ બળું આગથી બચાવ કવી કુડા-કાતીલ

૨૪

ખરેખર તુલસી સમ ગતી તારી
જાત જુદી પણ ભાત એક છે
એહ પુરૂષ તું નારી—ખરેખર૦
ગાંડો તે ગુણિકા પુંછે તું મારા પર જેમ
ત્યાં થઇતી ગત તે તણી તારી અહીં થઇ તેમ-ખરેખર૦
કાષ્ટ ગણીને શબ ધરી, ઉતર્યો તે નદીપાર
સમજી દોરી સાપને, પકડી ચડયો અટાર—
તેં અગ્નીને ફુલ ગણી, ધર્યા હાથ મોઝાર
બની પ્રેમાંધ ધર્યો અરે અવળો જો શણગાર—
કઠ વૃત્તી કઠ પ્રાણ છે, બેના એક સમાન
તુલસી સમ તર તુંય લઇ વેશ્યા વચન પ્રમાણ-ખ૦

૨૫

મુરખ મનવા તજ તોફાન
રટ તું એક નીરંજન નામ
માત તાત સુત બાંધવ બેની
માયા તણાં ગુમાન—રટ તું૦

હાય હાય કરી રળે હજારો
કોઈ ન આવે કામ—૨૨ મું૦
બાગ બંગલા છોડી છેવટ
જઈ વસવું સમશાન—૨૨

૨૬

તોફાની દરીયે નાવ તમારૂં ગોથાં ખાયરે
મસ્તાની દરીયે નાવ તમારૂં ગોથાં ખાયરે—તો૦
માયા પી સુતા શું મુરખ જાગી કરો ઝટ સ્હાય—
પાપી પવનના ખાઇ પછાડા, ભાડે જઇને ભરાયરે-તો૦
મહા સાગર તો માપી આવ્યા ખાડે ખુંચી જાય—
લખ ચોરાશી બંદર કીધાં, ફોગટ ફેરો થાય રે-તો૦

૨૭

પરદેશી મુસાફર માર્ગ વિકટ છે ચેતી ચાલજો
આ દેશ તણી વસ્તી સહુ ઠગ છે ચેતી ચાલજો
માયા છે અહીંની મહારાણી, ચોર તણી પણ ચોર
મોહ મદીરા પાઇ બનાવે અંધ એ રાંડ નઠોર
યથા રાજા તથા પ્રજા છે, એક ચોર તો એક ઠગ છે
ઉપર તો ધોળા વગ છે પણ અંતર કાળા કાગ છે—ચ૦
કોઇ કહેશે માત તમારી, કોઈ કહેશે તાત
કોઇ કહેશે ત્રાંયા તમારી, કોઈ કહેશે ભ્રાત
ચતુર ચોરોની એ ચતુરાઇ, સમજી જો સત્ય સગાઈ
ભોળા ગયા ભુલ ખાઈ, તો લાખો જશો લુંટાઇ ચ૦

૨૮

રાજો રાજ્યાસનને રાજે જેવા રવી શશી ગગને
ગાજો ત્રિભુવને ગાજે જેવાં જળ દળ ગગને
છાજો રૈયતને, અવિચળ પદે
છાયુ જેવું છે ભુતળ ગગને—
નિતી ન્યાએ નિરમળ, જળ હળ રાજો

૨૯

શાને સતાવો પિયુ મો
મને ભોળવીને ન ૦
નર કે મારવું ૦



ભુલી તોમે મારે રાખોરે
કરો માફ આવો
આવો આવો ને મલકાવો
આન   ેઆરાવો.........શાને.

૩૦

રંગે રસીલી વાલમજીનું નામ રટો,
દુઃખીયાંને કાં દ્યો છો કામ
આવે તારા શ્યામ........રંગે.
એ.....વેરણ થઇ આ રાત હવે તો
શ્યામ વિના આ સરવે શ્યામ
સ્વપ્ના દંપતિના ગોઠવણું થશે આરામ
વિરહી બાળા
મુકો ચાળા
છેલ છોગાળા
હાં લટકાળા
આવે તારો શ્યામ... ...... ......રંગે.

૩૧

ધન્ય ભાગ્ય શ્રી દેવી ફુલીયાં અમારાં (૨)
પુર્ણ પુન્ય શ્રી દેવી ફુલીયાં અમારાં (૨) ધ૦
ફીકર છોડાવીને સારી દીધાં કાજ (૨)
આનંદ પાર નહિ રાખ્યાં અમ લાજ (૨)

સમાપ્ત.

---